Gita sungit Of anandananD

ચમત્કારી.

# આનંદાનંદ સંગીત ગીતા.

રૂ. ૧।

ગ્રાહકોને

જગદ ગુરૂનો આશીર્વાદ.

ભેટ કર્તા.

## સ્વામી આનંદાનંદ.

છપાવી પ્રસીદ્ધ કર્તા-કુબેર મનોર હેડજોબર

ધીગુજરાત જીનીંગ મીલ.-અમદાવાદ.

સને ૧૯૨૦ કિમત. પ્રત ૫૦૦

એકો અક્ષર જો ગુરૂ, શિષ્યહી દેત જનાય,

ભુમી મહીં ધન નાહીવો, જો દે અનૃણ કહાય.

ગુરૂ સેવા.

અમદાવાદ-યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડ ટંકશાલમાં

મોતીલાલ શામળદાસે છાપ્યું.

# રડીને રાજને સારૂ.

( ગજલ. )

અરે ઓ રાજના ભક્તો, તમોને દુઃખ શું આવ્યું,
દુશ્મનો શું હસાવો છો, રડીને રાજને સારૂ;
નથી તમને હજુ કા'ડયા, આ હિંદુસ્તાનની બાહેર,
ઘરોને જેલ માનો છો, રડીને રાજને સારૂ.

નથી પૃથ્વી થઇ કોઇની, થશે ના ભવિષ્યમાં કોઇની
અંધારૂં શું બતાવો છો, રડીને રાજને સારૂ.

તમારા તેજથી છૂટયા, અંધારે શું તમે લૂટયા;
દિવાના કોડીયા ફુટયા, રડીને રાજને સારૂ.

દઇ આનંદ ગીતાને, નિવાર્યો મોહ શ્રીકૃષ્ણે;
કર્યો તો શોક અર્જુને, રડીને રાજને સારૂ.

પ્રભુ આવ્યા છે આનંદે, ન રહેશો કોઇ આક્રંદે,
ફસીને મોહને ફંદે, રડીને રાજને સારૂ.

બનીને મોહના દાસો, ગળે શું ખાઓ છો ફાંસો;
કર્યો અંધકારમાં વાસો, રડીને રાજને સારૂ.

રડેથી રાજ નહિ મળશે, તમારા દુશ્મનો હસશે;
બીકણને બાયલા ઠરશે, રડીને રાજને સારૂ.

ઇચ્છા જો રાજની ધારો, તમારા શોકને મારો;
આનંદાનંદ શું ટાળો, રડીને રાજને સારૂ.

---

# ગીતાનો ચમત્કાર.



આપણી પરાપૂર્વની મહારાણી શ્રી ગીતાજીના નામથી આખું હિંદુસ્તાન તો શું પણ આખા જગતમાં કોઇ ભાગ્યેજ અજાણ્યું હશે. એની કીર્તિ અનેક દેશ દેશાંતરોમાં અનેક ભાષાઓમાં એક સરખી પ્રસરી રહેલી છે એજ સિદ્ધ કરી આપે છે કે એમાં અવશ્ય કોઇ ચમત્કાર હોવોજ જોઇયે કારણ કે ચમત્કાર વિના કોઇ નમસ્કાર કરતું નથી અને તેટલા માટે એ ગીતાના મહાત્મમાં જે જે બતાવવામા આવ્યું છે તે સત્ય છે એમાં કાંઈ સંશય નથી.

એ ગીતાનો અનુભવ લેનાર સાક્ષાત શ્રી કૃષ્ણ હતા અને તેથીજ એમણે પોતાના સ્વમુખથી કહ્યું છે કે ગીતા એ મારૂં ઘર છે અને એનો આશ્રય લઇને હું ત્રણે લોકની પાલના કરૂં છું, સર્વના પાપો દુર કરૂં છું, સર્વના દુખો દુર કરૂં છું. અને એજ ગીતાપર પુર્ણ શ્રદ્ધાવાન પુરૂષની કીર્તિ અમર કરૂં છું, કેમ ન કરે, અલ્બત કરેજ કારણ કે સતપુરૂષો અન્યને પણ સત્ય માર્ગે દોરી તેમને પોતાના સમાન બનાવવા પ્રયત્ન કરે છે. ગીતા પોતેજ અમર છે અને એજ આપણી જગત જનેતા છે અને એનું દુધ પીનાર બાળકો અમર થાય એમાં શું નવાઇ? એના ખરા અનુભવી મહાત્માશ્રી વેદવ્યાસ, મનુ, જનક, ઇક્ષ્વાકુ, સુર્યનારાયણ ઇત્યાદિ થઈ ગયા તેમજ હાલના વખતમાં પણ પ્રતાપસિંહ, અકબર, વિક્રમ, શાલીવાહન વિગેરે થઈ ગયા. એટલુંજ નહિં પણ આપણા હિંદના ચક્રવર્તી મહારાજાધિરાજ જર્યોર્જ પણ એજ ગીતાના અનુભવથી સુર્યસમાન કિર્તિને પ્રાપ્ત થયા છે. તેજ ગીતા આપણે કંઇ વર્ષો થયા વાંચીએ છીયે

પણ તેવો લાભ આપણે કેમ મેળવી શક્તા નથી ? આપણે એ ગીતામાં બતાવ્યા પ્રમાણે ત્રૈલોકનું પાલન કરવાને કેમ શક્તિવાન થતા નથી. ત્રૈલોકનું તો એક બાજુએ રહ્યું પણ આપણા ઘરનું પણ કેમ રક્ષણ કરી શક્તા નથી. શ્રીકૃષ્ણના હાથમાં પણ એજ હથિયાર હતું અને આપણા હાથમાં પણ તેજ હથિયાર છે છતા આપણમાં તે તે શક્તિ કેમ નથી ? સ્પર્શમણી પ્રાપ્ત હોવા છતાં કંજુસ કેમ રહેવું પડે છે. એનું કારણ એટલુંજ છે કે આપણા હાથમાં હથિયાર હોય છતાં જો વાપરતાં ન આડવતું હોય તો તે રક્ષણ કરી શકતું નથી. સ્પર્શમણી હોય પણ ઉપયોગ જાણતા નથી ત્યાં સુધી કાચજ છે. ઉપયોગ આવડયા પછી સાધારણ લાકડી પણ હથીયારની ગરજ સારે છે અને સાધારણ કાચ પણ સ્પર્શમણીની ગરજ સારે છે.

અજ્ઞાની જરા જોને જીણી આંખ ખોલી;
કેમ માયામાં રહ્યો ડોલી—અજ્ઞાની.
સીતા હરી જ્યારે રાવણે ગઇ કયાં રામની શક્તિ અતોલી;
એજ રાવણ બળ કયાં ગયું જ્યારે રામે લંકા રોળી–અજ્ઞાની.
દશા ફરે ત્યારે બુદ્ધિ ફરે જાય ચુલે ચડી ચતુરાઇ;
હાથ કેરા હથિયાર રહે હાથમાં એમના એમ કટાઇ–અજ્ઞાની.

## ગુરૂની આવસ્યક્તા.

એનો ઉપયોગ શીખવાને માટે આપણે ગુરૂ કરવાની આવશ્યક્તા છે. ગુરૂના આશીર્વાદની જરૂર છે. માત્ર ગુરૂનો આશીર્વાદજ ત્રૈલોકનું અંધારૂ દૂર કરવાને શક્તિવાન છે. એ આશીર્વાદ મેળવવા માટે કાંતો ગુરૂને આપણા કરી લઇએ અથવા તો ગુરૂના આપણે થઇ રહીયે તોજ તેમનો આશીર્વાદ મેળવવાને ભાગ્યશાળી થઇએ છીયે. ગુરૂ એટલે શું ? જે આપણે ન જાણતા હોઇએ તેનું જ્ઞાન

આપણને આપે તેનું નામ ગુરૂ ઘરનું કામ  કાજ માબાપ બતાવે છે તે પણ ગુરૂ સ્કુલમાં માસ્ટરો પણ ગુરૂ અને સંસાર વ્હેવારમાં કડીયા સુથાર ઇત્યાદિ જે  કામ આપણે જેની પાસે શીખીએ જેની પાસેથી આપણે કોઇ પણ બુદ્ધિ પ્રાપ્ત કરીએ તે પણ ગુરૂ અને સૌથી શ્રેષ્ઠ જે ઇશ્વરના દર્શન કરાવે તે પણ ગુરૂ આવી રીતે આખો સંસારજ ગુરૂરૂપ છે. માટે જેમ માબાપથી આપણે જુદાઇ નથી રાખતા તેવીજ રીતે આપણા ગુરૂઓથી પણ જુદાઇ રાખવી નહિં અને તે જેમ પ્રસન્ન રહે તેમ વર્તવું. અને એવી રીતે વર્તવાથી સાક્ષાત ઇશ્વર પણ પ્રસન્ન થઈ જાય તો અન્યની શું વિસાત છે. માટે ગુરૂ એજ સાક્ષાત ઇશ્વર છે એજ આપણા પતિ, પિતા, માતા, ભાઇ અને ટુંકાણમાં એજ આપણું સર્વસ્વ છે. તેને વશ કરવા માટે અવસ્ય કરીને આ મંત્રનો અનુભવ લઇ જોવો.

## પ્રભુ વશ કરવાનો
### —મંત્ર—

**અલી આમ રીસાઇએ.**

પ્રિય આવી રીતે પ્રભુને વશ કરીએ,
સ્નેહ સબંધે બાંધી.

કદી ભિન્ન પડે નહિ એવાં દઇએ,
હૃદયથી હૃદયને સાંધી.

શાથી રીંઝે અને શાથી ખીજે એ તપાસી એ બહુ ધ્યાને,
અનુકુળ વર્તન કરતાં મોહન મગદુર છે ના માને. પ્રિય.
ભલે દુખ એ દે પણ આપણે સુખરૂપ તેને લહીએ;
રડાવવા એ કરે ઉપાયો તેમ આપણે હરખઇએ. પ્રિય.

માગ્યા પહેલા બધુંજ પ્રભુ ચરણોમાં મુકી દઇએ:
ભલે બતાવે એહ વિમુખતા, આપણે અભિમુખ રહીએ. પ્રિય.
વિરોધનું કારણ પ્રગટયે ઝટ આપણે મનાવી લઇએ;
મનાવવા પ્રિયતમને એમાં સપાડું છે શું કંઇએ. પ્રિય.
પ્રભુ આપણા અને સદાએ આપણે તેના છઇએ,
રીંઝાવી પ્રભુ સહ રમીએ નહીં તો જીવન હારી જઇએ. પ્રિય.

લડવા ઝગડવાનુ કામ તો સાધારણ મુર્ખ માણસો પણ કરે છે. છતાં પંડીત થઇને વાદવિવાદના ઝગડા કરતાજ શીખ્યા તો તમે ધાડ શું મારી? તેના કરતા મુર્ખજ રહ્યા હોત તો પણ ઉત્તમ હતું. આટલું બધું ભણવા છતા મુર્ખતા રહેવી એ ગુરૂની પ્રસનતા નહિં મેળવવાનુંજ કારણ છે. જેણે જેણે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. તેણે માત્ર ગુરૂના આશીર્વાદથીજ પ્રાપ્ત કર્યું છે. ગુરૂની પાસે ભણીને તમે બૅરીસ્ટર થાઓ કે મોટા ચક્રવર્તી રાજા બનો પણ ગુરૂ તમારાથી પ્રસન ન થાય તો તે વિદ્યા ધુળ પર લીંપણ જેવી થાય છે. શ્રીકૃષ્ણે સંદીપ રૂષિને ગુરૂ કર્યા હતા અને તેમને ગુરૂ દક્ષિણા આપી રાજી કર્યા હતા અને આશીર્વાદ મેળવ્યો હતો. તેવીજ રીતે અર્જુને દ્રોણાચાર્યને, રામે વસિષ્ટને, જનકે અષ્ટાવક્રને, ગુરૂ દક્ષિણા આપી તેમને પ્રસન કર્યા હતા અને તેથીજ આપણે અદ્યાપિપર્યંત તેમની ક્રિર્તિ ગાઇ રહ્યા છીયે. અર્જુને આટલી બધી વિદ્યા સપાદન કરી હતી છતાં શ્રીકૃષ્ણનો આશીર્વાદ મેળવવા માટે પોતાના ધનુષ બાણ તેમની સન્મુખ છોડી દઇ બતાવ્યું હતું કે હે પ્રભુ આ સર્વે આપનુંજ છે અને તેના બદલામાં શ્રીકૃષ્ણે પોતાની કૃપા પ્રસાદી રૂપ ગીતાનું જ્ઞાન આપી આશીર્વાદ આપ્યો કે તારી નિશ્ર્ચે જીત થશે. એ ઉપરાંત યુદ્ધની શરૂઆતમાં અર્જુને ભિષ્મ તથા દ્રોણાચા-

યેને માન આપવા માટે પ્રથમ પુષ્પના હારનું બાણુ માર્યું હતું અને તેથી તેમના મુખથી આશીર્વાદ નીકળ્યો હતો કે તારો જય થાઓ. એવા શ્રેષ્ઠ પુરૂષોના આશીર્વાદ લેવા માટે શ્રીકૃષ્ણે દ્રોપદીને ભિષ્મપિતા પાસે મોકલી હતી અને તેમનો "અખંડ સૌભાગ્યવતી ભવ" એવો આશીર્વાદ મેળવ્યો હતો અને એ આશીર્વાદેજ પાન્ડવોની જય કરાવી. આવા કારણોને લીધેજ શ્રેષ્ઠ પુરૂષોમાં પુજ્ય બુદ્ધિ રાખવાનો અસલથી રીવાજ પડેલો છે. એ પુજ્ય બુદ્ધિ થવા માટે પ્રથમ વૈરાગ્યની જરૂર છે કારણ કે Vairagya is the begining of knowledge વૈરાગ્યથીજ જ્ઞાનની શરૂઆત, થાય છે. માટે

## સ્વરાજ પ્રાપ્ત કરવાનો

### મંત્ર.

### રાગ ઉપરનો.

સાધક જો ગુરૂને વશ કરશો, દુનિયા છેજ તમારી
જો ગુરૂને વશ કીધા નહીં તો, ધાડ તમે શું મારી. સાધક૦
તન મન ધન દીધે ગુરૂ રીઝે, તો તે આપી દોને
સ્પર્શ મણી છે ગુરૂ હૃદયમાં, ભેટ પ્રેમથી લ્યોને સા૦
ગુરૂ તણા દુખડા સહુ લઇને, સુખ ગુરૂને દઇયે
દુખ વિનાના ગુરૂને જાણી સાધક સૌ હરખઇએ. સા૦
ખોટી માયા ખોટો ખજાનો, સર્વે આપી દઇએ
ખરો તત્વ જે ભર્યો ગુરૂમાં, પ્રેમ થકી તે લઇએ. સા૦
ઉતાવળ નવ કરીયે જરીયે, આંબા તેથી ન પાકે
સમય પ્રાપ્ત થતાં તે આંબો, ભીતર ફળ નવ રાખે. સા૦
ભલે બતાવે ગુરૂ નિડરતા, આપણે ડરતા રહીયે
ગુરૂ કદી જો ઉભા રહેતો, ચરણોમાં શીશ દઇએ. સા૦

શીશ વિનાના જ્યારે થઇશું, ડર નવ રહેશે જરીયે
શીશ વિનાના થાવા માટે, ગુરૂ ચરણે શીશ ધરીયે. સા૦
અમર પદ પછી રહેજો મળશે, પણ પ્રથમ મરી જઇએ
રીત ન જાણો મરવાની તો, જીવતા મરેલા છઇએ. સા૦

અને તેથીજ આપણો પ્રથમ અધ્યાય વૈરાગ્યનોજ છે અને એ વૈરાગ્ય વડેજ અર્જુને પણ દિગવિજય કર્યો હતો. વૈરાગ્ય એજ સર્વનો રાજા છે કારણ કે જેના મનમાં વૈરાગ્ય છે તેને આ સૃષ્ટિનું રાજ પણ તુચ્છ દેખાય છે. પોતાની સર્વ મિલ્કત ત્યાગ કરે તેનેજ ભગવું વસ્ત્ર પ્રાપ્ત થાય છે, અર્થાત એક ભગવી લંગોટીની કિંમત ત્રૈલોકનું રાજ છે.

## ગુરૂના હાથમાં કુંચી.

એ વૈરાગ્ય વિના મોટા મોટા બૅરીસ્ટરો બની પગમાં લાંબા જુતા ઘાલી કોટ પાટલુન અને ટોપલા ધારણ કરી અહંકારી બની પોતાને ભણાવનાર ગુરૂઓનો ભાવ નહિં પુછવાથી સ્પર્શમણીના ખરા ઉપયોગથી કેવળ અજ્ઞાન રહેલા છે અને જેમ કુતરાઓ પોતાનાજ પેટ ભરે છે તેમ માત્ર પોતાનાજ હોજરા ભરે છે. ગુરૂએ તેમને સ્પર્શમણી રૂપ સૂર્યનારાયણ આપ્યો તે માત્ર પોતાનાજ ઘરમાં રાખવાથી એખલો પોતાનાજ ઘરમાં પ્રકાશ થયો પણ તેજ સૂર્યનારાયણને જગતના કલ્યાણાર્થે જો આકાશમાં લટકાવ્યો હોત તો જરૂર આખા જગતને પ્રકાશ આપ્યા વિના રહ્યો નહોત. કુંચી ગુરૂને હાથ છે તે આનું નામ કહેવાય પણ એવી બુદ્ધિ લાવે કયાંથી ? ગુરૂનો આશીર્વાદ મેળવ્યો હોય તોજ તેવી બુદ્ધિ આવે છે. માટે હજુ કંઇ વહી ગયું નથી, ભુલ્યા ત્યાંથી ફરીથી ગણો અને ફરીથી નિશાળે જઇને સ્કુલ માસ્ટરોના આશીર્વાદ મેળવો.

# સ્કુલ માસ્તરોની સ્તુતી.

બ્રહ્માનંદં પરમ સુખદં, કેવલં જ્ઞાન મૂર્તિમ્
દ્વંદ્વાતિતં ગગન સદશં **તત્વ મસ્યાદિ** લક્ષમ્
એકં નિત્યં વિમલ મચલં, સર્વધિ સાક્ષિ ભૂતમ્
ભાવાતીતં ત્રિગુણ રહીતં, સદગુરૂં ત્વાં નમામી.

ભાવાર્થઃ—સર્વથી એક જે બ્રહ્માનંદ તેને પ્રાપ્ત થએલા પરમ સુખને આપવાવાળા કેવળ જ્ઞાનનીજ મૂર્તિ સુખ અને દુખના દ્વંદ્વથી રહીત પુન્ય અને પાપથી નિર્લેપ તત્વમસી આદિ લક્ષવાળા એક ( અદ્વૈત ) નિત્ય રહેનારા ( અવિનાશી ) મળથી રહીત ( પવિત્ર ) અચળ ( ચળે નહીં એવા ) સર્વના અંતરયામી સાક્ષિરૂપ. જેને કોઇ પણ પ્રકારની આશા નથી. સત્વ રજ અને તમ એવા ત્રણ ગુણથી રહીત એવા હે આ જગત રૂપી સ્કુલના માસ્ટરો હું આપને સપ્રેમ વંદન કરૂં છું.

પૂજા—નીચેનો મંત્ર બોલીને ચંદન કરવું તથા પુષ્પનો હાર પહેરાવવો. અને આરતી કરવી.

## પૂંજા.

કસ્તુરી ટીલકં લલાટ પટલે વક્ષ સ્થળે કૌસ્તુભમ્
નાશાગ્રે વર મૌક્તિકં કરતલે, વેણું કરે કંકણં,
સર્વાંગે હરીશ્ચંદન સુલલીતં કંઠેચ મુક્તાવળી;
ગોપસ્તે પરી વિષ્ટિતો વિજય તે શ્રી ગોપાળ ચુડામણી.

---

# આરતી.



ૐ જય જય સદ્ગુરૂ દેવ, પ્રણવ સ્વરૂપ મુર્તિ-ૐ
પ્રિતે આરતી ગાવું[૨] પંચાયતન મુર્તી—ૐ

,, આદિ કારણ ઇશ, ધી પ્રેરક ઢુંઢી—ગુરૂ,
સગુણ નિર્ગુણ રૂપ[૨] હૃદવાસિત ઢુંઢી—ૐ

,, સ્વાનંદે પરમાનંદ, સિદ્ધિ પતિ ઢુંઢી—ગુરૂ.
દુર્વાપ્રિય લંબોદર[૨] સચ્ચિદાનંદ ઢુંઢી—ૐ.

,, શિવહર શિવહર શંકર, ઇન્દુધર શાંભો—ગુરૂ.
માયાધર ગંગાધર[૨] મદનાંતક શાંભો—ૐ.

,, અદ્વૈતવાસી તુર્યક, કૈલાસી શંભો—ગુરૂ.
વૃષભાસન હલાહલ[૨] પાનકરા શંભો—ૐ

,, વૈકુંઠાધિપ માધવ, પિતાંબર વિષ્ણુ—ગુરૂ.
કમળાધર ગરૂડાસન[૨] નારાયણ વિષ્ણુ—ૐ.

,, ત્રિસમપદ ગોવર્ધન, ક્ષીરવાસી વિષ્ણુ—ગુરૂ.
વાસુદેવ ગોપાલક[૨] ગોવિંદ મુક્ત વિષ્ણુ—ૐ.

,, ઉદયાચળ શિખરાગ્રે, પ્રકાશ કરભાનુ—ગુરૂ.
આત્મા સ્વાત્મા દેવ[૨] સવિતાશ્રી ભાનુ—ૐ.

,, સત્પદ તિમિર હંતા, ભાસ્કરશ્રી ભાનું—ગુરૂ.
આદિત્ય પરમાલ્હાદ[૨] જ્ઞાન સુતે ભાનું—ૐ.

,, જયદેવી ગુણુજનની, પ્રણુવાત્મક દુર્ગા—ગુરૂ.
ત્રિગુણા તિત ત્રિએકા, સર્વેશ્વરી દુર્ગા—ૐ.

,, પતિત પાવિનિ અંબા વિદ્યારૂપ દુર્ગા—ગુરૂ.
ત્વંતત્પદ જગદંબા, આનંદાનંદ દુર્ગા—ૐ.

---

કર્પુર ગૌરં કરૂણાવતારં, સંસાર સારં ભુજગેન્દ્ર હારં
સદા વસંતં હૃદયાય વંદે, ભવં ભવામી, સહીતં નમામી.
મંગલં ભગવાન વિશ્નુ, મંગલં ગરૂડધ્વજ
મંગલં પુંડરીકાક્ષો, મંગલાયતનો હરી.
સર્વ માંગલ્ય માંગલ્યે શીવે સર્વાર્થ સાધિકે
શરણ્યે ત્ર્યબકે ગૌરી નારાયણુ નમોસ્તુતે.

**સદ્ગુરૂ દેવકી જય.**

## મંત્ર.

ૐ શ્રી ચિતિ સમુદ્રમાથી, મને, સર્વ શ્રેયસ્સાધકોને તથા પ્રાણી માત્રને, સર્વોત્તમ આરોગ્ય, સર્વોત્તમ વ્યવહાર સુખ, સર્વોત્તમ મનોબળ, તથા સર્વોત્તમ અધ્યાત્મ બળ, પ્રાપ્ત થાય છે. તથાસ્તુ.

**આ મંત્રનું નિત્ય સ્મરણ રાખવું.**

**ૐ શાંતિ.**

# ગુરૂનો આશીર્વાદ.

ખુશ રહો ખુશ રહો જાઓ ૨ ઐશ મનાવો સાજનમે ૨
ગુન ભરી બાત સુનાવો ૨ ખુશ રહો.
ખુશ રહો પ્યારે શિષ્ય હમારે, રાજ દુલારે જાવો,
બર ખુરદારી ઓર સરદારી, ફળ ફુલવારી પાવો ખુશ.
હર સુમરન ગુન ગ્નાની પ્યારે-ગુગ્ન ૩ખ ગુસફસાની પ્યારે
હો તુમકો સુલ્તાની પ્યારે ખુશ રહો.

---



આનંદ આનંદ.